# અસ્પૃશ્ય નિર્ણય




લેખક,

ગોવિંદભાઇ ખુશાલદાસ ચાવડા.

ગામ લીંઘણુજવાળા





છપાવી પ્રસિદ્ધ કર્તા,

જેઠાલાલ રણછોડદાસ સોલંકી

ઠે. સરસપુર મીલ પાસે-અમદાવાદ.

દેવજીભાઇ સોમાભાઇ

ઠે. સરસપુર-અમદાવાદ.

રોયલ પ્રી. પ્રેસમાં પટેલ રાયચંદ હીરાચંદે છાપી

ઠે. કાળુપુર કપાસીઆ બજાર-અમદાવાદ.

સં. ૧૯૮૭ સને ૧૯૩૧

આવૃત્તી ૧ લી પ્રત ૧૦૦૦

કીંમત ૦—૦—૬

# ભૂમિકા.

શ્રી પરમ પિતા પરમાત્માની પ્રેરણાથી મન બુદ્ધિ અને કર્મવડે આ લઘુ પુષ્પ આપના કર કમળમાં મુકવા ભાગ્યવંત થયો છું તેજ આ લઘુ પુસ્તકની પ્રસ્તાવના માટે પુરતું છે. અંદર વર્ણવેલી બાબતનું પ્રૌઢરૂપ નહિ આપતાં સંક્ષિપ્તમાં વર્ણન આપ્યું છે. તેનું વિચારપૂર્વક મનન કરી તે મુજબ અનુસરવા સિવાય વિશેષ આગ્રહ કરવા આ સ્થળે અનુચિત છે એમ જાણીને પ્રિય વાંચક બંધુઓને વધુ વાંચનનો પરીશ્રમ નહિ આપવા સારૂં પ્રસ્તાવનાનો વધુ ઉલ્લેખ કરવામાં આવ્યો નથી જે હિંદુ સજ્જનોને આભડછેટ (અસ્પૃશ્યતા) રૂપી વ્હેમ વળગ્યો હોય તેઓ તેનાથી મુકત થવા સુપ્રયત્ન આદરશે. કદાચ તેઓનાથી તેમની જાતે મુક્ત ન થવાય તો પુજ્ય મહાત્મા ગાંધીજી જેવા નેત્તાઓના આભડછેટ નાશ કરવાના ઉપદેશોનો તથા અંતજ હિતચિંતકોનો સાથ લેશે તો હિંદુ (આર્ય) ધર્મ અસ્પૃશ્યતા રૂપી ક્ષયરોગથી બચવા પામશે અને વિધર્મીઓ થતા અટકશે અને સ્વધર્મનો પાયો મજબુત થશે. એજ શુભેચ્છા.

અમદાવાદ.

લી. કર્ત્તા,

ગોવિંદભાઇ કે. ચાવડા.

ના સપ્રેમ નમસ્તે.

ओरम् सच्चिदानंदरुश्वेराए नमः

# અસ્પૃશ્ય નિર્ણય.



**विद्या विनय संपन्ने ब्राह्मणे गवि हस्तिनी ॥**
**शुन चैवश्वपाके च पण्डिता समदर्शिनः ॥**

શ્રી કૃષ્ણચંદ્ર ભગવાન.

અર્થ–પંડિત જ્ઞાનિ અથવા ડાહ્યો માણુસ વિદ્યા તથા વિનયવાળા બ્રાહ્મણુ, ગાય, હાથી, કુતરૂ, ચંડાલ ઈત્યાદી તરફ સમાન દૃષ્ટીએ જુએ છે.

**ધર્મ બંધુઓ !**

આપણા ભારત દેશમાં જ્યાં સુધી હિંદુ ( આર્ય ) જ્ઞાતિ ઉપર અસ્પૃશ્યતારૂપી કલંક છે, ત્યાં સુધી ઉન્નતીના શીખર ઉપર ચઢવા દેશ અસમર્થ છે. હિંદુ ધર્મને માનનારા સ્વધર્મી અંત્યજોને અડકવામાં હિંદુ ભાઇઓ પાપ માને છે. સ્વદેશમાં એટલે કે ભારત વર્ષમાં જન્મેલ દેશબંધુ અત્યંજોને અસ્પૃશ્ય ગણવામાં પાપ સમાએલુ છે. અંત્યજ જેવા કે ચમાર, વણકર, ભંગી તથા બીજી પેટા જ્ઞાતિઓ વગેરેને અડકવામાં બાધ લાવે એવા કેટલાક હિંદુઓ મળી આવે છે. પરંતુ મહાન પુરૂષો કહે છે કે કોઈ શાસ્ત્ર અંત્યજ વર્ગનો સ્પર્શ કરવામાં પાપ છે, એવું કહેતું હોય તો તે શાસ્ત્ર નથી પરંતુ અશાસ્ત્ર છે. શાસ્ત્રોના આધારે શું નથી થતું ! શાસ્ત્રોના આધારે બાવાઓ

ગાંજો, ભાંગ, અફિણ વગેરે વ્યસનો કરે છે તો પછી શાસ્ત્રોના આવા અશાસ્ત્ર રૂપ અનર્થ આના સિવાય બીજો શો હોઈ શકે! અજાણીયા, છારા, બામચા, વાઘરી, કાળી, બાલ, વગેરે જાતીઓ સંસ્કારહીન છે, અને અભક્ષ ખોરાક ખાય છે છતાં તેમને સ્પર્શ્ય ગણવામાં આવે અને અંત્યજોને અસ્પૃશ્ય માને એ શું ઇચ્છવા યોગ્ય અને વ્યાજબી છે? નહી. હિંદુ સમાજ ધર્મ-બંધુઓને અડકવામાં પાપ માને છે અને ધર્મ માને છે ખરેખર જોતાં અન્યંજોને નહી અડકવામાંજ મહાન પાપ છે. જ્યાં સુધી અસ્પૃશ્યતાનો વ્હેમ નિકળ્યો નથી ત્યાં સુધી દેશોન્નતી અને અસલના ઋષિ મુનીઓની પ્રાચીન સ્થિતી ઐક્યતાનું સામર્થ્ય મેળવવા દેશ અશકય છે. એવું જોવામાં આવે છે કે કેટલાક હિંદુભાઇઓ અજ્ઞાનતાની ઉંઘમાં ઉધ્યાજ કરે છે. બંધુએ.! તમારા અણસમજુ અન્યાયી તથા પક્ષપાતી જુલ્મોથી કંટાળી અંત્યજોમાંના ચમાર ભાઈ મુએલાં ઢોર તાંણવાનું છોડી દે, વણકરો કપડાં વણવાનું છોડી દે, અને ભંગી ભાઇઓ કચરો પુંજો વાળવાનું છોડી દે, અને વિધર્મી બની જાય તો પછી હિંદુ ધર્મની સ્થિતી કેવી થાય, તેનો ખ્યાલ કરશો? ભારત દેશની પડતી થવાનું કારણ અસલ સ્થિતીને ભુલી જઈ કુમાર્ગે વહેવાથીજ છે જગતના ઉત્પાદક પ્રભુ પણ આવા પક્ષપાત અને અન્યાયથી ખુશ થશે? બીલકુલ નહિ. અખીલ જગતના પરમપિતા પરમાત્માના સર્વ સંતાન છતાં ધર્મબંધુ અંત્યજોને દુર રાખી સ્વાર્થ સાધવામાંજ ધર્મ માનવો એ શું ભુલ ભરેલું અને અન્યાયી નથી? શું આતે ધર્મ કે ધર્મને નામે ધતિંગ! આફ્રિકામાં રહેના ગોરાઓ ત્યાંના હિંદુઓને દુર રાખે છે. પરંતુ

આત્મા અભડાશે એમ એ લોકો માનતા નથી. પરંતુ હિંદુ ભાઇઓનો આત્મા અભડાશે તો ઇશ્વર શિક્ષા કરશે એવી ખોટી માન્યતા રાખે છે. સ્વદેશી પ્રજાએ અંદરો અંદર સંપથી રહેવાની અત્યંત આવશ્યકતા છે એટલે પ્રત્યેક હિંદુ ભાઇઓએ (હિંદુ આર્ય) ધર્મ ઉપરથી અસ્પૃશ્યતાની કાળી ટીલી ભુશી નાખીને ધર્મક્ષીણતા રૂપી ભયંકર ક્ષયના દરદમાંથી હિંદુ સમાજને મુક્ત કરી સંપીલા થવાની વિશેષ આવશ્યકતા છે, જેથી વિધર્મી બનતાં અટકે અને ધર્મ પ્રેમ વધે તે શિવાય ઉન્નતીના ગહન માર્ગ તરફ વળવાને દેશ અશક્તિવાન છે એ નિર્વિવાદ છે. પોતાથી વિખુટાં પડેલાં પ્રભુનાં બાળકોને દરેક હિંદુભાઇ ભેટે એવી શુભેચ્છા સાથે આ લેખ હું બંધ કરૂં છું. આજે ચાલતી રાષ્ટ્રીય પ્રવૃત્તિના સૃષ્ટા પરમ પુજ્ય મહાત્મા ગાંધીજી અને બીજા અન્ય નેતાઓ અસ્પૃશ્યતાનું કાળું કલંક હિંદુ જાતિ ઉપરથી ઉઠાવવાને પ્રશંસાપાત્ર ભગીરથ પ્રયત્નો કરી રહ્યા છે. શિક્ષિત વર્ગ તો આ બાબતને સ્વીકારી લઇને મહાન પુરૂષોનાં વચનોનુસાર અનુસરે છે. પરંતુ અભણ વર્ગ હજી અસ્પૃશ્યતાને વળગી રહ્યા છે આ નમ્ર વિનંતીથી તેઓ કંઇ સમજશે કે?

(૨)

## समये सावधान

પ્રિય વાંચક બંધુઓ આપણે બધાં એક પિતાના સંતાન છીએ એકજ ભુમીમાં જન્મેલા છીએ. આપણો ધર્મ હિંદુ (આર્ય) છે. આપણે બધા રામચંદ્ર, કૃષ્ણચંદ્ર વગેરે મહાન પુરૂષોના વંશજો છીએ. એક ધર્મમાં અનેક ધર્મો અને આદી ચાર વર્ણોમાં ભિન્ન ભિન્ન વર્ણો હોય

તે પ્રાચીન વેદ વિરૂદ્ધ છે. શ્રી કૃષ્ણચંદ્ર મહારાજે ગીતામાં કહ્યું છે કે, **चातुर्वर्ण्यं मयासृष्टं गुणकर्म विभागशः** ચારે વર્ણો ગુણ કર્માનુસાર રચાએલી છે, પ્રાચીન સમયમાં મનુ મહારાજે ચાર વર્ણો નકકી કરેલી હતી. બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય અને શુદ્ર અને સર્વનો આર્યધર્મ હતો. માણુસ પોતાના કર્માનુસાર ઉચ નીચ બની શકે છે તે ઉપર મનુભગવાને એક શ્લોક કહ્યો છે.

**जन्मना जायते शुद्रः संस्काराद्विज उच्यते ॥**
**वेदाभ्यासे भवेद् विप्रः ब्रह्म जानाति ब्राह्मणा ॥**

અર્થ–પ્રત્યેક મનુષ્ય જન્મથી શુદ્ર છે તે સંસ્કારથી દ્વિજ બની શકે છે, અને વેદનો અભ્યાસ કરવાથી વિપ્ર અને બ્રહ્મને જાણવાથી બ્રાહ્મણ થઇ શકે છે.

આપણું નામ આર્ય હતું પરંતુ કાળ ક્રમે આપણું નામ હિંદુ પડ્યું છે. પ્રાચીન વેદશાસ્ત્રોમાં કોઇ ઠેકાણે હિંદુ શબ્દ લખ્યુંજ નથી પણ આર્ય લખેલું છે પ્રાચીન સમયની સભ્યતાભરેલી ન્યાયી સ્થિતી ભુલી પ્રજા કુમાર્ગે ચઢી પોતાની ઇચ્છાનુસાર પંથો ઉત્પન્ન કર્યાં. આજથી પાંચ હજાર વરસ પુર્વે મહાભારતના યુદ્ધમાં મહાન વિદ્વાનો જેવા કે ભિષ્મપિતા, દ્રોણાચાર્ય વગેરે સત્યવાદી ધર્મિષ્ઠ પુરૂષોનો નાશ થવાથી વેદરૂપી સુર્યનો પ્રકાશ મંદ પડી ગયો. જેથી પાછળની પ્રજામાંના પુરૂષોએ સ્વાર્થની ખાતર પોતાના મતનો પ્રચાર કરી ભિન્ન ભિન્ન ધર્મો સ્થાપ્યા. કહ્યું છે કે જિસકે મનમેં જૈસા આયા, ઉસને ઐસા પંથ ચલાયા. જ્યારે સુર્યનો અસ્ત થાય છે ત્યારે પ્રકાશ માટે લોકો વિવિધ પ્રકારના તેલના દીવા કરી અજવાળું કરે છે. પોતાની મરજી મુજબ પાખંડો રચી જગતની પાયમાલી કરનાર

સાચા એક **ઓરમ** પ્રભુને ભુલાવનાર ભાઇ ભાઇઓમાં જુદાઇ ધરાવનાર વેદથી વિરૂદ્ધ પાડનાર પાખંડ ધર્મ છે. અસ્પૃશ્યતા પૌરાણીક કાળમાં શરૂ થએલી છે. મહાભારતના પૂર્વે જગતભરમાં પણ અસ્પૃશ્યતાનું નામ કે નિશાન હતુજ નહી. જ્યારથી અસ્પૃશ્યતાનો વ્હેમ પેઠો, ત્યારથી દેશની કફોડી સ્થિતિ થઇ. એક મનુષ્ય બીજા મનુષ્યને અડકવાથી અભડાઇ જાય એ કુસંપવૃક્ષનું પોષણ નહિ તો બીજું શું ? બંધુઓ આપણા ભારત દેશ સિવાય બીજા કોઇ પણ દેશમાં ધર્મ બંધુને અડકવાથી અભડાઇ જવાય એવું છેજ નહી, તેથી આપણા દેશની અને ધર્મની નબળી સ્થિતી થઇ છે છતાં આભડછેટ માનનાર ભાઇઓની આંખ ઉઘડતી નથી! મનુષ્યો કરતાં પશુ તો કંઈ ઉંચા નથી. તે છતાં કુતરાં, બિલાડાં, ગધેડાં, કાગડાં, ગીધ વગેરે પ્રાણીઓને અડકવામાં કઇ બાધ આવતો નથી, અને પોતાની સેવા કરી સ્વચ્છ રાખનાર સ્વધર્મબંધુથી અભડાઇ જવું તે કેટલું અજ્ઞાનતા ભરેલું છે ?! સાપ,વીછી જેવાં પ્રાણીઓને સ્પર્શ કરવાથી પ્રત્યક્ષ પરીણામ મળે છે તેવું તો કઇ અંત્યજોને અડકવાથી થતું નથી તો પછી અંત્યજોમાં કંઈ ઝેર છે કે જેથી તેમને અડકાય નહી ! મનુષ્ય તથા પશુ પક્ષીની ઉત્પત્તી નરનારીના રજ વિર્યથી થઇ છે અને જન્મ પ્રસંગે રજ વિર્યને તથા પુત્રને અશુદ્ધ મનાય છે તો તેથી ઉત્પન્ન થનાર અંત્યજોના દેહ કરતાં તે દેહ કેટલો શ્રેષ્ઠ છે તેનો પ્રિય વાંચક બંધુ ન્યાયપુર્વક વિચાર કરશો ? પોતાની સેવા કરી સ્વચ્છ રાખનાર ક્ષુદ્ર અંત્યજ સિવાય કોણ છે ? અંત્યજો પોતાનું કામ છોડે તો જનસમાજની સ્થિતિ કેવી થાય ? આભડછેટના વહેમને માનનાર નહિ સમજે તો સમય તેઓને જરૂર સમજાવશે એ

ચોકસ માનજો કહ્યું છે કે.—**समय समय बलवानहे नही 'मनुष्य बलवान, काबे अर्जुन लुटिओ एही धनुष एही बाण**

કોઇ હિંદુ ભાઇ એવી દલીલ કરે કે અંત્યજો માંસ ખાય છે, ગંદા રહે છે માટે અડકતા નથી એ દલીલ બીનપાયાદાર છે. કારણ કે હાલમાં હિંદુસ્તાનની વસ્તીના ચાલીસ ટકા માણસો ઉપરાંત માંસનો ઉપયોગ કરે છે. છતાં તેમને અડકવામાં બાદ નહી અને પોતાની સેવા કરી ઘરનો ગંદવાડ દુર કરનાર ધર્મબંધુથી અભડાઇ જવું તે વ્યાજબી છે? ગંધેડું વિષ્ટા ખાનાર પ્રાણી છે, જ્યારે મરી જાય છે, ત્યારે તાણવા કોણ જાય છે? અંત્યજો હસળી ઢેડ બને છે, કુતરૂં વિષ્ટા ખાય છે. માંસ ખાય છે. બીલાડું માંસ ખાય છે કુતરાં, બિલાડાંને પાળવામાં અભડાવાતું નથી, તો પછી મનુષ્ય મનુષ્યમાં અભડાવાય એ શું? નદી કે તળાવમાં હજારો મનુષ્યો પોતાનાં કપડાંનો મેલ કાઢવા માટે કપડાં ધુવે છે, સેંકડો મડદાંને પાણીમાં ડુબાડવામાં આવે છે. પાણી ભરવાના કુવામાં સેંકડો જીવજંતુઓ મરણ પામે છે, તેવી રીતે કેટલીક મલીન વસ્તુઓ નદી કે તળાવમાં વહે છે તેજ નદી કે તળાવનું પાણી ખુશીની સાથે પીવાય છે, ને પોતાના ભારતીય બંધુથી અભડાઇ જવાય તે કેટલી આશ્ચર્યકારક બાબત છે?! અસ્પૃશ્યતા માનનાર અને રાખનાર નહિ સમજે તો સમયે સાવધાન થઇ સમજવુંજ પડશે, ઘણા વર્ષથી જમીનમાં રહી કાટથી નક્કામાં જેવા બનેલા એક લોઢાના કકડાને ઉપયોગમાં લેવા હોય તો હંમેશને માટે તેને ઘસવાથી કંઇક પ્રકાશિત થશે અને સુથારના હથીઆર બનાવવામાં કામ આવશે તેવીજ રીતે જ્યાં સુધી

અસ્પૃશ્યતા રૂપી કાટ હિંદુ સમાજ ઉપરથી નીકળ્યો નથી ત્યાં સુધી તે કાટને કાઢવા માટે વિશેષ પરીશ્રમ ઉઠાવીને પ્રકાશીત કરવાની જરૂર છે.

( ૩ )

## सत्य मार्गनो अस्त

**नतिष्ठतितुयः पुर्वानो पासतेयश्च पश्चिमामः**
**संशुद्र बहिष्कार्यं सर्व स्याद्द्विजकर्मणः**

શ્રી મનુ ભગવાન.

**અર્થ**=જે માણસો પ્રભાત સમયે સ્નાન સંધ્યાદીક ઇશ્વર સ્તુતિ તથા સાયંકાળે સંધ્યા તેમજ ઉપાસના કરતા નથી તેમને શુદ્ર ગણી સ્નાન સંધ્યાદીક કરનાર બ્રાહ્મણ લોકોએ બહિષ્કાર કરવો.

ઓ હિંદુ સમાજ હવે ઐક્યતાનું સંગઠન કરવા પ્રયત્ન કર અને અંત્યજ બંધુઓની જોડે સ્પર્શાસ્પર્શ કરવાને હળીમળી હરીગુણ ગાવાને સત્ય માર્ગનો સ્વીકાર કર તોજ પ્રાચીન સ્થિતિને પ્રાપ્ત થઇશ. આજથી પાંચ હજાર વર્ષ પુર્વે કુરૂક્ષેત્રના મેદાનમાં શ્રી કૃષ્ણચંદ્ર મહારાજાએ અર્જુનને ઉપદેશ આપતાં પ્રથમ પાનામાં જે શ્લોક તે શ્લોક કહ્યો હતો. અંત્યજો ધીક્કારવા લાયક હોત તો શ્રી કૃષ્ણચંદ્ર મહારાજ આવો ઉપદેશ આપી આગળ મુજબ શ્લોક કહેત નહીં. મહાભારતના યુદ્ધમાં મહાન પુરૂષો ખપી જવાથી વૈદીક ધર્મની પડતી થઇ તે સમયમાં દેશ બહુ ધનાઢ્ય હતો, જેથી હુન્નર કળાઓ ઉપર ધ્યાન નહી આપતાં આળસુ બની મોજશોખમાં પડયો, મહાભારતના યુદ્ધ પછીની પ્રજા છીનભીન્ન થઇ ગઇ અને પોતાની મરજી મુજબ

વહેંચાઇ ગઇ, પરીણામ એ આવ્યું કે કુસંપે પગ પેસારો કર્યો અને પછીથી પૌરાણીક જમાનો આવ્યો તેજ જમાનામાં અસ્પૃશ્યતાનાં બીજ રોપાયાં, વૈદિક ધર્મનો નાશ થયો. હિંદુ (આર્ય) નો આધાર વેદશાસ્ત્રો ઉપર હતો તેના ઉપરથી અંકુશ ગયો ત્યારથી શ્રી કૃષ્ણ મહારાજની ગીતાનું પઠનપાઠન બંધ થયું અને રાસલીલાના પાઠો શરૂ થયા. આવી ધાર્મીક અંધ શ્રદ્ધા જગતમાં ફેલાવાથી દયાળુ પ્રભુની મહાન કૃપા વડે કાઠીઆવાડમાં આવેલા ટંકારા ગામમાં મુળજી નામના ભારતીય સંતાનનો જન્મ થયો, પુર્ણ વિદ્યા પ્રાપ્ત કરતાં જણાયું કે આ જગતમાં મનુષ્યો શું કરે છે અને કયા રસ્તે વહી રહ્યાં છે. તેની ખબર પડતાં કમર કસીને તૈયાર થઇ અખીલ જગતમાં વેદોનો ડંકો બજાવી સંસારના મનુષ્યોને સાચો માર્ગ બતાવી દીધો. પાછળથી તે મહર્ષિ દયાનંદ સરસ્વતિ નામે પ્રસિદ્ધ થયા. અને એ સાચા અલૌકીક પુતળાએ સદાને માટે બ્રહ્મચર્યવાન રહી જગતના કલ્યાણ અર્થે પોતાનો પ્રાણ અર્પણ કરી દીધો છે એવા ઋષિ હવે ઉત્પન્ન થવા મુસ્કેલ છે. મહર્ષિ દયાનંદે કહ્યું છે કે તમારે આપણા અસલના સ્થાને પહોંચવું હોય દેશની સુકીર્તિ વધારવી હોય તો કુસંપ, દ્વેષ, અભિમાન, ભિન્નભિન્ન જાતીઓ, ભિન્નભિન્ન ધર્મો હિંદુ ધર્મમાં રાખવામાં આવતી અસ્પૃશ્યતા વગેરેનો નાંશ કરશો તોજ સુખી થશો આપણે પરાધીન છીએ. કારણ કે માતૃભાષા માતૃ-સભ્યતા અને માતૃભુમી એ ત્રણેની સાચી મહત્તા ભુલી ગયા છીએ જ્યારે આપણે તેની ઉપાસના કરવા તૈયાર થઇશું ત્યારેજ આપણે સર્વ સુખી થઇશું, માટે હે પ્રિય વાંચક! જો તમે પણ ઉપરની બાબતને ભોગ થયા હોતો ઉઠો, જાગો અને સાવધ થઇ સુકાર્ય કરો અને ભિન્નભિન્ન

વાડા તથા પંથોનો નાશ કરી એકજ પરમપિતા પરમાત્માની માન્યતાની સુસ્થાપના કરી ઘણા સમયથી દીન બની રહેલા અને વિખુટા રાખેલા ધર્મબંધુ અત્યંજોની આશિષ મેળવો એજ વિનંતી.

(૪)

## आत्मवत सर्वभुतेषु

**शुद्रो बाह्मणता मेति ब्राह्मण श्चेति शुद्रताम ॥**
**क्षत्रियाज्जात सेवन्तु विद्धात वैश्यातथैवच ॥**

શ્રી મનુ ભગવાન.

**અર્થ**=શુદ્ર બ્રાહ્મણ થઇ શકે છે અને બ્રાહ્મણ શુદ્ર થઇ શકે છે. અને ક્ષત્રિ તથા વૈશ્ય વગેરે પોતાના ગુણકર્માનુસાર શુદ્ર કે બ્રાહ્મણ થઇ શકે છે. બંધુઓ! સમય આવ્યો છે અંત્યજોએ ઘણાં સંકટો અને જુલ્મો સહન કર્યાં છે ને હજુ કરે છે તે દુખો સદાને માટે રહેવાના નથી જે ફુલ્યા છે તે અવશ્ય કરમાવાના છે રામચંદ્રજી સત્યવાદી અને ધર્મિષ્ઠ પુરૂષ હતા છતાં રાજ્ય વૈભવો છોડી જંગલનાં સંકટો ભરેલા દુઃખો સહન કરવાની જરૂર પડી હતી, તેમ અંત્યજો કેટલાક વર્ષોથી દુખોથી દબાઇ ગરીબ બની રહ્યા છે, એક સમય એવો આવશે કે અંત્યજો ઉચ્ચ શ્રેણીએ પહોંચશે. જગતભરમાં કોઇ પણ મનુષ્ય અસ્પૃશ્ય છેજ નહી મંદીરના ઓટલે અંત્યજ ભાઇ અડકી ગયો હોય તો તેના ઉપર જુલ્મ ગુજારવામાં આવે છે શું અંત્યજોના પ્રભુ નથી? પ્રભુ તો પ્રાણીમાત્રના છે. આપણે બધા ઇશ્વરના પુત્રો છીએ તેમાં ભિન્નતા રાખવી એ ઇશ્વરી કાયદાનું ઉલ્લંઘન કર્યા સમાન છે. રામ અને કૃષ્ણના

ભક્તો તમે છો તેમ અંત્યજો પણ છે જગતમાં જેટલા મહાન પુરૂષો થઇ ગયા તે બધાઓને અંત્યજો પણ માને છે. અંત્યજ ભાઇ ખ્રીસ્તી કે મુસલમાન બનીને તમારી પાસે બેસે તો કંઇ નહિ ? રામચંદ્રજી મહારાજાએ વન તરફ પ્રયાણ કર્યું ત્યારે શુદ્ર ( અંત્યજ) નિષાદ રાજાને ભેટયા હતા. જો અંત્યજો અસ્પૃશ્ય હોત તો રામચંદ્રજી મહારાજા ભેટત નહીં. અંત્યજો મુળ બ્રાહ્મણ વંશના છે એ પ્રાચીન વૈદીક ઇતિહાસનાં સત્રો વાંચતા જણાય છે તે નીચે પ્રમાણે છે વિશ્વામિત્ર ઋષિને સો પુત્ર હતા. વિશ્વામિત્રે અજીર્ગત મુનીના પુત્રને વડા પુત્ર તરીકે સ્વીકાર્યો તેનું નામ શુનઃશેપ હતું, વિશ્વામિત્રને સો પુત્ર હતા, તેમાં પચાસ મોટા અને પચાસ નાના હતા,વિશ્વામિત્રના મધુચ્છંદ નામના પુત્ર કરતાં પચાસ નાના પુત્રો હતા તેમને ખોટું લાગ્યું, જેથી ક્રોધે ભરાઇ વિશ્વામિત્ર મહારાજાએ શ્રાપ દીધો કે તમે તથા તમારા સંતાનો શુદ્ર અંત્યજ ચંડાલ વગેરે નીચ યોનીને પ્રાપ્ત થજો તેમાં નીચે પ્રમાણેની જાતીઓ છે.

ચમાર, વણકર, અને તે સિવાય અન્ય જાતીઓ વિશ્વામીત્રના વંશમાંથી ઉતરી આવેલી છે.

મહાત્મા બુદ્ધદેવે સંન્યાસ લીધો, ત્યારે શુદ્રથી માંડી બ્રાહ્મણ પર્યન્ત ભિક્ષા માંગી જમવાનું તૈયાર કરી બેઠા, ત્યારે જીવાત્માને કંટાળો આવવા લાગ્યો. એનું કારણ એ છે કે રાજ્યના પતિ હતા જેથી પ્રથમ આવું અન્ન ખાવામાં કંટાળો આવતો હતો. પાછળથી પોતાના આત્માના ઉપદેશે છે. કે હે મન, આ કુદરતે ઉત્પન્ન થએલા અન્ને ખાતા કંટાળો લાવવાની શી જરૂર છે. મનુષ્ય મનુષ્ય વચ્ચે ભિન્નતા રાખવી એ કુદરતનો કાયદો નથી, પરંતુ પરમપિતા

પરમાત્માના દરબારમાં आत्मवत सर्वभुतेषु સર્વનો આત્મા સરખો છે, કોઇ ઉંચ કે નીચ છેજ નહીં કૃષ્ણચંદ્ર મહારાજાએ ગીતામાં કહ્યું છે કે.

દોહરો.

**ઉંચ થઇ હરી નવ ભજે, નિચ તેને જાણવો.**
**નિચ થઇ હરીને ભજે ઉંચ તેને જાણવો.**

જો ભિક્ષાન્ન જમીશ તો તારી મનોવાંચ્છના સફળ થશે આ પ્રમાણે મહાત્મા બુધ્ધે પોતાના આત્માને સમજાવી ભિક્ષાન્નનો સ્વીકાર કર્યો, બંધુઓ! પ્રભુના પરમભક્ત નાગર નરસીંમહેતાના નામથી કોઇ પણ વ્યક્તિ અજાણ હશે નહીં. નરસિંહ મેહેતા તો ભંગી કે ઢેડ વગેરે ગમે તે જાતિનો માણસ હોય પણ તેને ઘેર હરીગુણ ગાતા, પરંતુ બ્રાહ્મણ થઇ દારૂ, માંસ, વ્યભિચાર, જુગાર વગેરે વ્યસનોને આધીન હોય તેવા પતિત બ્રાહ્મણને તમો જન્મથી મરણ પર્યંત બ્રાહ્મણ કહેશો? પરંતુ ખરૂં જોતાં પ્રાચીન સમયમાં તેવું નહોતું તે આગળના સંસ્કૃત શ્લોકમાં જણાવ્યું છે. આપણા હિંદુ (આર્ય) ધર્મના શાસ્ત્રો વેદ છે. ઋગવેદ, યજુર્વેદ, સામવેદ, અથર્વવેદ તેમાંના અથર્વવેદમાં ઇશ્વર સર્વ મનુષ્યો પ્રત્યે ઉપદેશ આપે છે.

**समानी मपास हवो अन्न माग सहवो युनजिम ॥**
**सम्यन्चो अग्नि सपर्या आरा नाभी चार्भित ॥**

**અર્થ**=બ્રાહ્મણ, ક્ષત્રિ, વૈશ્ય, શુદ્ર, હે મનુષ્યો સર્વ મનુષ્યો સાથે બેશી જમો, સર્વ ધર્મ બંધુઓ એક સાથે જોડાય નહીં ત્યાં સુધી ઐકયતા થવી અશક્ય છે.

હિંદુ ભાઇઓ! આપણે મનુષ્ય તરીકે જગતમાં જીવવા ચ્હાતા હોઇએ તો એક વૈદીક ધર્મના વૃક્ષની નીચે સંગઠીત થઇ પ્રાચીન સમયની અસલ સ્થિતિને યાદ કરી મહાન પુરૂષો જે રસ્તે ચાલી ગયા છે. અને ચાલી રહ્યા છે તે માર્ગને આપણે સ્વીકારીશું તો આપણે નક્કી આપણા રમણીય દેશ ભારતને પરતંત્રતામાંથી મુક્ત કરી સ્વતંત્ર ભારત બનાવીશું. ઓ હિંદુ જાતી આજે તુ પ્રાચીન વિદ્યાથી વીહીન કેમ છે? તું કુંભકર્ણની નિંદ્રામાં કુમાર્ગનાં અનિતી ભરેલાં સ્વપ્નોમાં સ્થીર કેમ છે? મને લાગે છે, કે તું અસહ્ય સંકટના મહાન સાગરમાં ગરક થઇ ગએલ છે. પ્રાચીન સ્મારક વૈદીક ઇતિહાસ પરથી સ્પષ્ટ માલુમ પડે છે કે હે ભારત માતા તારા પુત્રોએ એવો કયો અપથ્ય માર્ગ સ્વીકાર્યો જેથી તારી અને તારા પુત્રોની પરાધીન સ્થિતી થઇ ઓ ભારત માતા તારા પુત્રોના ઉપર મહા-ભારતના કાળ પછીજ સંકટોનાં વાદળાં ઘેરાયાં છે. બંધુઓ અસ્પૃશ્યતાનું નામ કે નિશાન હોય તે ઠેકાણે સ્પર્શાસ્પર્શનું બીજ રોપી અસ્પૃશ્યતાના બીજને ભસ્મ બનાવીશ. ધર્મબંધુ અંત્યજોને મનુષ્ય તરીકેના હક્કો આપીશ તો અવશ્ય જાણજો કે આ ભારત દેશ ઉન્નતીના શીખરે પહોંચશે એવી દીન ધર્મબંધુની ઇશ્વરી પ્રત્યે નમ્ર પ્રાર્થના છે.

લી. હું છું, ધર્મબંધુ નમ્ર સેવક,
ગોવિંદભાઇ ખુશાલ ચાવડા.

---

# ધર્મ બ્હાને કંઈ પોલ ચલાવી રહ્યા.

( રાગ—કવ્વાલી. વેદોકા ડંકા બજાતે ચલો. એ રાહ. )

ધર્મ બ્હાને કંઇ પોલ ચલાવી રહ્યા,
ઉંધા માર્ગે ભારતને ચઢાવી રહ્યા;
શુદ્ધ પાણી કુદરતી, પીતાં કેમ અભડાય છે,
સોડા ગમે તે પાણી પીરના ગટગટાવી જાય છે.
એક નળથી પાણી પીતાં ઢેડ મુસ્લીમ પારસી
મેઢું લગાવે ત્યાં જઇ ત્યાં ધર્મ કેરી વાત શી.
ખાદ્ય ખોરાકી બધીમાં ધર્મ આવી ભરાય છે,
બીસ્કીટ ભજીયાં બ્હારનું હંડે કલેજે ખાય છે
સારણ લેતા માંદગીનું અભક્ષ્ય ભક્ષણ થાય છે,
સત્વ મરઘાં માછલીનાં શાંન્તિથી સેવાય છે
ખાવા પીવાને સ્પર્શવામાં, ધર્મ ભ્રષ્ટ થવાય છે;
હોટલ દવાખાનાં યત્નથી ધર્મ સીધો થાય છે.
જીભડીના સ્વાદ આગળ, ત્યાજ્ય વસ્તુ ખવાય છે,
નજર ભાળ્યું ઝેર છે, ના ભૌછ જેની જરૂર છે
હિંદુ હોયે જ્યાં લગી ત્યાં ઉચ નીચ મનાય છે;
વિધર્મી થાતાં સ્હેજમાં ઉચ નીચ મટી જાય છે
પાવન બને જે ધર્મથી ત્યાં પતિતને તુચ્છકારતાં,

ધર્મ ઉચ્છેદક થતાં સન્માન સામું આપતાં
ધર્મ પાળક ઢોંગ રાખી, ધર્મને ઉચ્છેદતાં;
ધર્મ ભેદ ઉભો કરીને ધર્મ મુળને છેદતાં

ધર્મ આવો પાળવાને બીજુ ઉંડી શોધજો,
ધર્માંધ સૌ ભેગા મળી તમે ઘોર ઉંડી ખોદજો
નરી આંખથી કરતાં નિરીક્ષણ, પોલ ભારી જણાય છે,
અભડાય હાં વટલાય હાં, સગવડ પ્રમાણે થાય છે.
ખાવા પીવા ટપકાં ટીલાં કે. સ્પર્શ ધર્મ મહી નહિ,
સાચી ખૂબી રહી ધર્મની, ચારિત્ર્યને પાલન મહી.

ઠાકોરદાસ કહાનદાસ પટેલ.

---

જ્ઞાતિબંધુઓને નમ્ર અરજ:—

## જાગો અને ઉઠો.

**मूकं करोति वाचालं ॥ पंगुलंघयते गीरीम् ॥**
**यत्कृपा तमहम वंदे परमानंद माधवम् ॥**

અર્થ=હે પ્રભુ આપની કૃપા મુંગાને વાચાળ કરે છે પાંગળાને પર્વત ઓળંગાવે છે.

(તો હમો માણસ છીએ તથાપી અમારા માણસાઇના હકો અમારા હિંદુભાઇઓએ લઇ લીધા છે તે મેળવવા માટે અમોને પુરતી શક્તિ આપો).

જ્ઞાની બંધુઓ હવે મારા જ્ઞાતિ બંધુઓને બે શબ્દો કહેવા યોગ્ય છે. એમ સમજી નમ્રતા પુર્વક જણાવું છું કે જે મનુષ્ય તરીકેના હકો પ્રાપ્ત કરવા તૈયાર ન થવાય તો પારકી આશાએ બેશી રહેવું તે ભુલ ભરેલું છે. એક પટેલ પોતાનું ગાડું લઇ ખેતરમાં જતા હતા, વચમાં એક કીચડથી ભરેલું નાળીઉં (ઃરગ) આવ્યું, તેમાં ગાડાનું પૈડું

પેશી ગયું ત્યારે વટેમાર્ગુઓની રાહ જોવા લાગ્યો, ત્યાં કેટલાએક માણુસો જતા હતા પરંતુ કોઇએ ગાડાને બહાર કાઢવા આવ્યા નહી રસ્તેથી જતા એક માણુસે કહ્યું ભાઇ તમે રસ્તામાં કેમ બેસી રહ્યા છો ? પટેલે જવાબ આપ્યો ભાઇ મારૂં ગાડું કીચડમાં ભરાયું છે માટે નિકળતું નથી અહીઆંથી ઘણા માણુસો જાય છે, પણ કોઇ મને ટેકો કરાવતું નથી, વટેમાર્ગુ ભાઇ સુધરેલા હતા, તેમણે કહ્યું કે ભાઇ તમે પારકી આશાએ બેસી રહેશો તો કોઇ તમારો ભાવ પુછવાનું નથી કહ્યું છે કે 'આપ સમાન બળ નહી ને મેઘ સમાન જળ નહી' ભાઇ તું પરાશ્રયી નહી બનતાં સ્વાશ્રયી બનીશ તો તું સંકટ દુર કરી શકીશ ત્યારે તેણે પારકી આશા છોડીને ગાડાને પોતાના ખભા ઉપર લઇ એવું બળ કર્યું કે એક ક્ષણવારમાં ગાડું બહાર નીકળી ગયું આથી તે પટેલ સમજી ગયો કે ઉપર પ્રમાણેનાં વાક્યો સત્ય છે. એવું તેને સમજાયું કેટલાક ભાઇઓને એવી શંકા થશે કે આપણી અત્યજ જાતિમાં સુધરેલા અને ભણેલા છે તેઓ કેમ જાતિ ઉદ્ધાર માટે કંઇ કરતા નથી બંધુઓ ! ભણેલા અને સુધરેલાઓ શું કરે ? કરવાનું પોતાના હાથમાંજ છે. અને એક સંપની જરૂર છે જો આપણે સંપીલા થઇશું તો ધારેલું કાર્ય પુર્ણ કરી શકીશું એક સુતરનો તાર હશે તો તાણવાથી તુટી જશે પરંતુ એવા કેટલાક તાર ભેગા કરીશું તો એક દોરડું બનશે તે દોરડાને આપણે તોડીશું તો તોડી શકશે નહીં તેવી રીતે સંપ હશે તો આપણે સર્વ હકોને પ્રાપ્ત કરીશું. કહ્યું છે કે **बहुतन्तवोबळवन्तः** બહુ તાંતણે બળીયું તે કહેવત મુજબ મદદ તથા સંપ સલાહ સિવાય એક બે વ્યક્તિ શું કરી શકે જો આપણે ખરેખરી

રીતે મનુષ્ય તરીકેના હકો માગતા હોઈએ તો આપણામાં જે સડા છે તેને તજી દઈએ તો ઉન્નતીના શીખર ઉપર ચઢવા સમર્થવાન બનીશું નીચેની બાબત પર કંઈ ધ્યાન આપશો એવી નમ્ર વિનંતી છે

માંસ દારૂ વગેરે અપથ્ય પદાર્થોનો ઉપયોગ હમેશને માટે સદંતર છોડી દેવો જેવા કે જુગાર, તમાકું, અફિણ, ભાંગ, ગાંજો, વગેરેના સેવનથી ભવિષ્યની પ્રજા અધમ સ્થિતિને પ્રાપ્ત થશે તો તમને આશિર્વાદ તેવાજ મળશે માટે બાળકોને શુશીલતાનું શિક્ષણ આપવા માટે શુભ સંસ્કારો પાડવા માટે વિદ્યા રૂપી રત્ન પ્રાપ્ત કરવા માટે નિશાળે મોકલો યાતો ગુરૂકુળ કે આશ્રમોમાં ભણાવશો તો આગળ જતાં ભવિષ્યની પ્રજા વિશેષ સુખમય જીવન વ્યતીત કરશે. આપણા ભારત દેશના રોગની દવા ગુરૂકુલ છે. બીજું પોતે જે કામ કરતા હોઈએ તે કામથી પરવારી બહાર જવા માટે શુદ્ધ અને ચોકખા કપડાં પહેરો સવારમાં ઉઠી ઇશ્વરની ઉપાસના કરો કારણકે તે જગત નિયંતા છે. તેનીજ ઉપાસના કરવી યોગ્ય છે પછી ઘરમાંના માણસોમાં જે ભુલ હોય તેને સુધરાવવા પ્રયત્ન કરતા રહેવું સારે રસ્તે ચઢાવવા માટે વિનયને નમ્રતાથી મીઠાં વચનો ઉચ્ચારવા. અપમાનથી કે કુવાકયોથી તીરસ્કાર કરી સદમાર્ગે ચઢાવી શકાય નહી કોઇ પણ માણુસનું દીલ દુખાવવાથી માનસીક રીતે હિંસા થાય છે ઘરનુ વર્તન તદ્દન સ્વચ્છ હોવું જોઇએ જેથી પરમપીતા વિશ્વના કર્તા સર્વાન્તરયામી પરમેશ્વરનો વાસ થાય કહ્યું છે કે **आचारे लक्ष्मी वर्धते ॥** આ વાકય અનુસાર ચાલવું. મુવેલાં ઢોર તાણી લાવી માટી એટલે કે ( માંસ ) ફેકી દેશો તો પશુઓ તમને આશિર્વાદ આપશે

તો વિશેષ સુખી થશો આખો અંત્યજવાડો શુદ્ધ અને સ્વચ્છ બનશે. ગૌમાતા પુજવાને લાયક છે. એટલે કે તેની સેવા કરવાને યોગ્ય છે. આપણે ક્ષત્રિકુળના છીએ, આપણા વંશજો જ્યારે ક્ષત્રિ હતા ત્યારે ગોમાતાના રક્ષણ અર્થે પોતાના પ્રાણને જોખમમાં નાખી ગોમાતાને બચાવતા. ગાયના માંશ ભક્ષકે પડેલાના સુત્રને યાદ કરવું જોઇએ. પરમપિતા પરમાત્માના દરબારમાં **सत्यमेव जयते धर्मेजय पापेक्षय** સત્યનો સર્વદા જય થશે અને ધર્મનો વજ તથા પાપનો ક્ષય થશે મનનીય કથન તરફ દ્રષ્ટી કરો ત્યાં જય છે ધર્મ એજ સત્ય અને સત્ય એજ ધર્મ છે માટે બંધુઓ ધર્મ સમજાવવો એ મનુષ્યનું કર્તવ્ય છે જગતમાં ધર્મ વીનાનો મનુષ્ય જીવતાં ફરતાં મુવા બરોબર છે ધર્મ વિશે મનુ મહારાજના ઉપદેશ રૂપી એક સંસ્કૃત શ્લોક છે તે વાંચી વીચારો.

धर्मएव हतोहंति धर्मो रक्षित रक्षतिः ।

तस्मानु धर्मो न हन्तव्यो मानोधर्म हंतो अवधित ॥

## (દોહરો.)

જે પાળે ધર્મને, તુજને પાળે ધર્મ,
જો તું છોડે ધર્મને, તો દુઃખ પામે પર્મ

આજ વિષય ઉપર ચાણાક્ય મુની પોતાની ચાણાક્ય નીતીમાં ઉપદેશ આપે છે.

**जीवितं मरणम्मन्ये दोहन धर्मवर्जितम् ।**

**मृत्यु धर्मेण संयुक्तो दीर्घजीवो न संशय ॥**

( દોહરો )

જીવે પણ મરણ સમાન છે, ધર્મ રહિત જે દેહ,
મરવું સ્વધર્મ ધારીને, મંગળ જીવ્યુ એહ.

**अनित्यानी शरीराणी विभवो नैव शाश्वत ।**

**नित्यं सन्निहतो मृत्यु कर्तव्यो धर्म संग्रह ॥**

શરીર શણગારી વૈભવો માણતાં મોહ પામવું એ મુર્ખાઇ છે શરીર અને વૈભવો માણવામાં મત્ત થએલા આપણને દૈવ ક્યારે ઉઠાવી લેશે તે કહી શકાતું નથી, માટે ધર્મને સંભાળવો, ધર્મ ધારવો એજ કર્તવ્ય છે. માટે આપણે મનુષ્ય છીએ અને ધર્મ નહી ધારીએ તો તો પછી મનુષ્યત્વ ક્યાં રહ્યું? આપણે ધર્મને ધારી ઉજળીઆત વર્ગના બંધુઓ સામે બ્યુંગલ ફુંકી જગાડીશું એકત્ર થઇ સંપથી હક્કો માગીશું તો આપણો ઉદ્ધાર થશે. કહ્યું છે કે

દોહરો.

જ્યાં સુધર્મ ત્યાં જય વસે ધર્મથી સુખ થાય,
ધર્મ વિના ધરણી વિશે, કદી ન શાન્તિ ક્યાંય.

માટે બંધુઓ ધર્મ હણાશે તો આપણે પણ હણાઇશું, પ્રત્યક્ષ દાખલો આપણે જાણીએ છીએ. આપણે કોણ હતા અને કેવી સ્થિતિમાં હતા અથવા છીએ. માટે સુખી થવું હોય તો પોતાના સંતાનોને ભણાવો વિદ્યા વગરનો માણસ પશુ સમાન છે.

**विद्या नाम नरस्य रूपमधिकं प्रच्छन्न गुप्तधनं ।**
**विद्या भोगकरी यशः सुखकरी विद्या गुरूणां गुरुः ॥**
**विद्या बंधुजनो विदेशगमने विद्या परादेवता: ।**
**विद्या राजसु पूजिता तनुधनं विद्याविहीन पशुः ॥**

**અર્થ**=વિદ્યા માણસનું અધિક રૂપ છે, વિદ્યાએ છુપું ધન છે, ભોગને પ્રાપ્ત કરાવનારી વિદ્યા છે, સુખને આપનારી વિદ્યા છે, વિદ્યા ગુરૂનો પણ ગુરૂ છે, વિદ્યા પરદેશમાં મિત્ર સમાન છે, વિદ્યા એ શ્રેષ્ઠ દેવ છે, વિદ્યા રાજાઓમાં પુજાય છે, અને વિદ્યા વગરનો પુરૂષ પશુ સમાન છે. ખરેખર માબાપો પોતાના બાળકોનાં વેરી છે તે નીચેના શ્લોક ઉપરથી જણાશે.

**माता शत्रु पिता वैरी येन बालोन पाठित ॥**
**न शोभते सभा मध्ये हंस मध्ये बको यथा ॥**

**અર્થ**=તે માતા પિતા પોતાના સંતાનોનાં વેરી છે, કે જેમણે પોતાના બાળકોને વિદ્યા પ્રાપ્ત કરાવી નથી. તે અવિદ્વાન બાળક

વિદ્વાનોની સભામાં કુશોભિત અને તીરસ્કૃત બને છે. જેમકે હંસોની વચ્ચે બગલો શોભતો નથી. બંધુઓ આપણા કેટલાક ભાઇઓ હજારો રૂપીઆ વરા, બારમા, લીલ, કળશીઆ, વગેરેમાં ખરચીને એક ટંકના ભોજન માટે દેવામાં બરબાદ કરી વ્યર્થ દુઃખી થાય છે, જો રૂપીઆ પાંચ હજારની આવક મેળવી બે ત્રણ હજાર રૂપીઆ વાપરે તો ઠીક પણ ઘરમાં ખાવા માટે પુરતું અનાજ ના હોય અને હાંડલાં ઘરમાં કુસ્તી કરતાં હોય ને મોટા થવાની ખાતર હજારો રૂપીઆ દેવા કરે તે સાતમી પેઢીએ પણ દેવામાંથી નીકળવા સમર્થ ક્યાંથી થાય? આ કેટલી શરમાવનારી વાત છે તેના કરતાં કેળવણી પુસ્તકાલય ધર્મશાળા હરીકીર્તન વીગેરે શુભ કાર્યોની અંદર ખર્ચ કરવામાં આવે તો એક પાઇ પણ ઉગી નીકળે અને તેના ધનનો સદઉપયોગ કરેલો ગણાય અને તેથી માનભેર જીંદગી ગુજારી શકાય અને ભવિષ્યની પ્રજા માટે એક સારો દાખલો અપાય પરમ પિતા પરમાત્માના દરબારમાં એટલુંજ પુછાશે કે.

**परोपकाराय फलान्ति वृक्षाः परोपकाराय वहन्तिनद्यः**
**परोपकाराय दुहन्ति गायः परोपकारर्थ मिदं शरीरम् ॥**

**અર્થ**=પરોપકારને માટેજ ઝાડો ફળ આપે છે, પરોપકારને માટેજ ગાયો દુધ આપે છે, પરોપકારને માટેજ નદીઓ વહે છે, પરોપકારને માટેજ આ દેહ છે.

માટે બંધુઓ આ બાબત પર કંઇ ધ્યાન આપશો તમે સારા સંસ્કાર અને આચાર વાળા થશો, તો બાળકો પણ સોબત તેવી અસર

એ વાક્ય અનુસાર વર્તીને તમારા જેવા સારા ગુણો ધારણ કરશે. તમે સ્વચ્છ હશો તો બાળક પણ સ્વચ્છ રહેવાનો પ્રયત્ન કરશે. મારી અલ્પ બુદ્ધી અનુસાર બનાવેલી નીચેની ગઝલ ઉપર કંઇ ધ્યાન આપશો. એવી નમ્ર પ્રાર્થના છે.

## ( ગઝલ )

અરે અંત્યજ બંધુઓ, જરા કંઇ આંખ ઉઘાડો,
તમારા હીતને માટે, જરા કંઇ લાગણી રાખો.
દુઃખી નીજ જ્ઞાતિને માટે, જરા કંઇ પ્રાણ તલસાવો,
થવું જો હોય માણસ તો, જરા કંઇ ધર્મને ધારો.
અરજ નીચે પ્રમાણે છે, જરા કંઇ ધ્યાનમાં ધારો,
તજી દો માંસ દારૂને, વ્યસન બીજાં નકારાં તો.
સુધારો બાળકો સારાં, ભણાવો પ્રેમથી પ્યારાં.
રહો નીજ શરીરે ચોકખા, રહો અધર્મથી ન્યારાં;
તજીદો હોય કુધારા, વિચારો નીજ સુધારા,
હતા ઋષી તણા પુત્રો. જુઓ ઇતિહાસનાં સુત્રો.
જગત હિતાર્થની ખાતર, ધર્યો જે દેહ અંત્યજનો,
વિચારો જ્ઞાતિ બંધુઓ, જીવન દેવી બનાવોને;
કહું છું હાથ જોડીને, કૃપા લાવો દયાળુ હે.

લી. હું છું. આપનો જ્ઞાતિ બંધુ નમ્ર સેવક.
**ગોવિંદભાઇ ખુશાલ ચાવડા.**

દરેક જ્ઞાતિબંધુઓને જાણવાની જરૂર છે કે પહેલા 'લાયક થવું પછી ઇચ્છા રાખવી' તે મુજબ આપણે નીચેની બાબતોને જલ્દી જણાવી લઇને ધારણ કરવા કરાવવા સુપ્રયત્ન કરવો જોઇએ તો તેથી આપણો ઉદ્ધાર નજીક આવશે:-

(૧) વિદ્યા વગર મનુષ્ય પશુ સમાન છે, માટે પોતાના બાળકોને ભણાવવાં

(૨) બાળ લગ્નનો ત્યાગ કરી, પુખ્ત ઉંમરે લગ્ન કરાવવાં, જેથી શારીરીક આર્થિક, અને નૈતિક સ્થિતી સારી રહે.

(૩) કસરત શું અને તેના ફાયદાને બરાબર સમજવી, બાળકોને કસરતથી સુદ્રઢ અને મજબુત બનાવવા.

(૪) ગાંજો, અફીણ, દારૂ, માંસ, વગેરે વસ્તુઓનો ત્યાગ કરી સાદા ખોરાક પર રહેવું, જેથી ભવિષ્યની પ્રજા સારો દાખલો લઇ શકે.

(૫) વરા બારમા વગેરેમાં નકામા ખરચ નહિ કરતાં, સુપાત્રને દાન આપવું, અને કેળવણી, પુસ્તકાલય, અને ધર્મ માટે ગરીબ અને અપંગને દાન પુન્ય વગેરે કરવું.

(૬) સંગઠન માટે કુસંપનો ત્યાગ કરી બધાએ સંપ કરી એકત્ર થવું તે આપણા ઉદ્ધારની ચાવી છે.

(૭) કન્યા વિક્રય ન કરવો, એટલે કે લોભી લાલચુ મા બાપ મોં માગ્યા નાણા મળવાથી ગમે ત્યાં પોતાની દીકરીને પરણાવી દે છે, તેમ નહિ કરતાં સુપાત્ર અને સારા આચરણવાળાને પરણાવવી.

(૮) ધર્મ માટે અંધશ્રદ્ધા નહિ રાખવી, અને ધર્મિષ્ઠનો ડોળ રાખનાર સ્વાર્થી અને ફરજ-હીન તથા આડંબરીઓથી ચેતતા રહેવું.

(૯) ધર્મમાં અંધશ્રદ્ધા અને અનીયમીતપણું હોય તે સત ધર્મના સુદ્ધ જળથી ધોઇ નાખવું, એટલે કે સતધર્મ પાળવો, માતા, મેલડી, સીકોતરૂ વગેરે મેલા દેવો માનવા નહિ, એક સાચા પરમેશ્વરનેજ માનવા.

(૧૦) યુવકો જ્ઞાતિનો પ્રાણ છે, યુવકોએ એક બીજા સાથે હળીમળીને પોતાની જ્ઞાતિના ઉદ્ધાર માટે હંમેશા સુપ્રયત્નો ચાલુ રાખવા, તો તેઓ પોતાની જ્ઞાતિની સુભાશીષ મેળવશે.

લી. જ્ઞાતિહિતેચ્છુ,
**આત્મારામ ઇચ્છારામ સોલંકી**
ઇતિ ૐ શાંતિ.

ઉપરના નીયમો વ્યવહારીક ધર્મો અથવા ગ્રહસ્થાશ્રમ ધર્મ તરીકે ગણી શકાય તે મુજબ અનુસરવાથી આપણે આપણા હકકો મેળવી શકીશું, તો દરેક ભાઇ તે મુજબ વર્તશે એજ સુભેચ્છા અને વિનંતી.

**શુભેચ્છક ભાઇઓ તરફથી મળેલાં દાન આભાર સાથે સ્વીકારવામાં આવે છે,**

રૂા. ૩ મોહનલાલ છગનલાલ પરમાર ગામ સુરજ

રૂા. ૨ છગનલાલ સવાભાઇ પરમાર ગામ વિસનગર

રૂા. ૧ છગનલાલ ખુશાલદાસ પરમાર ગામ બિલોદરા
રૂા. ૧ વીઠ્ઠલદાસ અંબારામ પરમાર ગામ વિસનગર
રૂા. ૧ દાનજીભાઇ ભવાનભાઇ સોલંકી ગામ નરોડા
રૂા. ૧ મગનલાલ હીરાભાઇ સોલંકી ગામ દેલોલી
રૂા. ૧ ડાહ્યાભાઈ બેચરદાસ છત્રાલા ગામ જગુદન
રૂા. ૧ જેઠાલાલ કાંનજીભાઇ ભૂનાતર ગામ કડવાડા
રૂા. ૧ સોમાભાઈ લવજીભાઈ પરમાર ગામ અડાલજ
રૂા. ૦॥ અરજણભાઇ પ્રાગજી પરમાર ગામ બારીઆસણા
રૂા. ૦॥ બેચરભાઈ ગોબરભાઇ પરમાર ગામ કુકરવાડા
રૂા. ૦॥ રેવાભાઈ દલાભાઈ રાઠોડ ગામ અંબાસર
રૂા. ૦॥ ઝેણાભાઇ રેવાભાઇ ગામ શેરથા
રૂા. ૦॥ રામાભાઇ બાલાભાઇ મકવાણા ગામ કુકવાઇ
રૂા. ૦॥ મુળાભાઇ સુંદરાભાઇ સોલંકી ગામ ચોલોડા
રૂા. ૦॥ કરસનભાઇ ભીખાભાઈ દેશાઇ ગામ ખરોડ
રૂા. ૦॥ કાળીદાસ વીરાભાઇ પરમાર ગામ ડઠીઆર
રૂા. ૦॥ કાળીદાસ મુળાભાઇ ચાવડા ગામ લાંઘણેજ
રૂા. ૦॥ લલ્લુભાઇ પિતાંમ્બરદાસ મકવાણા ગામ લાંઘણેજ
રૂા. ૦॥ શંકરભાઇ જેઠાભાઇ પરમાર ગામ આગજા
રૂા. ૦॥ મગનલાલ જેઠાભાઇ પરમાર ગામ દેહલવાડ
રૂા. ૦॥ નાથાભાઇ ઝનાભાઈ ભૂનાતર ગામ કડવાડા

આ પુસ્તક મળવાનું ઠેકાણું.

## ગોવિંદભાઇ ખુશાલદાસ ચાવડા

કાલુપુર દરવાજા બહાર પુલ નીચે

મોટવાડામાં—અમદાવાદ.

તથા

## જેઠાલાલ રણછોડદાસ સોલંકી

સરસપુર મીલની સામે—અમદાવાદ.

## દેવજીભાઇ સોમાભાઇ

સરસપુર—અમદાવાદ.